# ગરબા તથા સંવાદો.

IV 1924 4-11-1924

સંગ્રહી પ્રસિદ્ધ કરનાર

વનિતાવિશ્રામ ભગિનીવિદ્યોત્તેજક સમાજ
તરફથી સુલોચના દેસાઈ.
જેઠાભાઇની પોળ, ખાડીયા, અમદાવાદ.

Rs 10 158

સંવત ૧૯૮૦ આવૃત્તિ ૧ લી પ્રત ૫૦૦

100

પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કર્સમાં સી. એમ. મોદીએ છાપ્યું
ખાડીયા, જેઠાભાઇની પોળ-અમદાવાદ.

કીંમત રૂ. ૦-૧-૦

## ' ભીડ નિવારજો રે. '

આવી જગદંબા મમ માત
ભીડ નિવારજો રે
આવી જગદંબા મમ માત.
શરણુ ગ્રહ્યું મેં આપનું સાચું,
તે વિણુ માનું હું સહુ કાચું:
નમી નમી માતને યાચું,
હૃદયે રાખજો રે—આવી જગદંબા.
રિદ્ધિ સિદ્ધિ સૌ અમને આપી,
ગૃહમાં સુખ શાંતિ દો સ્થાપી:
માગું જાપ તમ જાપી,
વેળા વાળજો રે—આવી જગદંબા.
નજર મીઠીથી ચૌદિશ ભાળી,
માત દુઃખ દુષ્કાળ નિવારી;
બાલ દીપકને પાળી,
લાજ નિભાવજો રે—આવી જગદંબા.



---

## ભારતકે ગુનગાન

ભારતકે ગુનગાન ! પ્રાન રટ ! ભારતકે ગુનગાન !
દિવ્યભૂમિ યહ ભારત પ્યારી ! નન્દનવન સમ દેવદુલારી !
સુન્દર સ્વર્ગ સમાન ! પ્રાન.
પૂણ્ય સલિલ સાગર ગર્જનસે, કરત માતૃભૂમિ ગાન.
ગિરીશ્રૃંગ જયનાદ પૂકારત, કોકિલ ગાત સુતાન. પ્રાન.
સત્ય શાંતિ ઔદાર્ય ભૂમિ, જહાં પ્રકટત વીર મહાન !
અડગ વીર ધીર ગંભીર ગાંધી, ધૂધવે સિંહ સમાન ! પ્રાન.

પ્રાનાધિક પ્રિય જીવનમૂર્તિ યહ માતૃભૂમિ ગુણધામ !
પૂજ્યભૂમિ વીર જન્મ જીવનકી, ભારત પાવન નામ. પ્રાન.
આઓ વીર બાલક હિલમિલકે, ગાવે યશ ગુણગાન,
મનિમય મહાવીર પ્રભુકી પ્યારી, માતૃભૂમિ મહાધામ ! પ્રાન.

---

# સાક્ષર વિ. નિરક્ષર.

પ્રેમસાગર—આજથી મારૂં નવું જીવન આરંભ્યું છે, પરંતુ ખેદકારક વાર્તા એ છે કે મારી જીવનસખી નિરક્ષર છે અને હું સર્વથા સાક્ષર છું. મારી જીવનસખી ઉર્ફે પત્નીને કેવી રીતે સાક્ષર બનાવવી એ વિચારમાં આજ મારો આખો દિવસ ગયો પરન્તુ કાંઇ માર્ગ સૂઝતો નથી. કોઇ મિત્રની સલાહ લેવા જાઉં તો મારી સ્રીની નિરક્ષરતા પ્રગટ થઇ જાય, માટે એકલાએજ પ્રયત્ન કરવો. હાલમાં લોક જ્યારે સ્વરાજ્ય માટે આટલો બધો પ્રયત્ન કરી રહ્યા છે, તો મારે તો માત્ર આટલુંજ કામ કરવાનું છે. કાંઇ ફીકર નહિ !

નર્મદા—(પ્રવેશ કરીને) કેમ, હવે ક્યાંસુધી આમ ફર્યા કરશો ? આ બધું રાંધેલું ટાઢું થઇ જાય છે. ચાલો જમવા.

પ્રેમસાગર—જો, મારી જીવનસખી ! તારે આવી ગ્રામ્ય ભાષા ન વાપરવી. હું સાક્ષર છું માટે તારે પણ સાક્ષરને યોગ્ય ભાષા વાપરી સાક્ષરની ગણનામાં આવવું.

નર્મદા—જુઓ, મારૂં નામ છે નરબદા ને તમે વળી જીવણસખી ને એવું એવું શું કામ કહો છો ? અને નામ તે કાંઇ દેવાય કે ? કહેવું હોય તો નરબદા કહેજો. જીવણસખી નહિ—ને તે કોઇ કોઇ વાર—ને બીજું કોઇ ન હોય ત્યારે !

પ્રેમસાગર—નરબદા નહિ પણ નર્મદા એ શુદ્ધ છે, માટે નર્મદા ઉચ્ચાર કરજે.

નર્મદા—તમે હવે જમવા ચાલો.

પ્રેમસાગર—ના, હું ભોજન નહિ કરૂં, મને બરાબર ક્ષુધા નથી લાગી, માત્ર દુગ્ધપાન કરીશ.

નર્મદા—તમે જમી લ્યો; પછી હું પાન કરી આપીશ.

પ્રેમસાગર—અરે, હું તો દુગ્ધપાન કરું છું.

નર્મદા—એ વળી કયાં પાન ? જે ઘરમાં છે તે કરી આપીશ. કપુરી પાન, મલબારી પાન, ચેવલી પાન, તો સાંભળ્યાં, પણ તમે કહો છો એ જાતનાં પાન તો દીઠાંએ નથી ને સાંભળ્યાં એ નથી.

પ્રેમસાગર—અરે દેવી નર્મદા! હું દુધનું પાન કરીશ.

નર્મદા—દુધનાં તે વળી પાન કેમ કરી થાય ?

પ્રેમસાગર—(સ્વગત) હવે મારે આને કેવી રીતે સમજાવવી ? ઠીક ચાલો, (પત્નીને) અરે, હું દુધ પીશ એમ કહું છું. વારૂ, કાલ સવારથી તું પાણિનીનાં સુત્ર શીખવા માંડીશ ? એટલું કરીશ તો બધું સમજાશે.

નર્મદા—સવારના પાંચ વાગ્યાથી ઉઠીને પાણી તો રોજ ભરૂં છું અને હવે શું બાકી છે ?

પ્રેમસાગર—(સ્વગત) અરે આ તો કાંઇ સમજતી નથી. (પત્નીને) હું તને પાણી ભરવાનું નથી કહેતો પરન્તુ પાણિની નામનો ધુરન્ધર વૈયાકરણી થઇ ગયો છે તેનાં સુત્ર તૈયાર કરવાં એમ કહું છું.

નર્મદા—એ સુતર બુતરનો ધંધો આપણી નાતમાં કોઇ કરતું નથી અને મને વળી તમે ઘરમાં રેંટીયો કાંતવાનું કયાં કહેવા આવ્યા છો ?

પ્રેમસાગર—(સ્વગત) અરે ! પ્રભુ ! સ્વરાજ્ય મેળવવા કરતાં પણ આવી નિરક્ષર પત્નીને સાક્ષર બનાવવી એ કામ કઠીન છે. (પત્નીને) રેંટીયો શાનો ? પાણિનીનો ગ્રન્થ છે તે વાંચ.

નર્મદા—(સ્વગત) આતે ડાહ્યા હશે કે ગાંડા ! (પતિને) પાણીનો વળી ગ્રન્થ કેવો થાય ? દુધનાં પાન ને પાણીનો ગ્રન્થ ! વાહરે વાહ ! તમે પણ કાંઇ નવું નવું ધતીંગ લઇ બેસો છો.

પ્રેમસાગર—હું તો તહને વ્યાકરણ શીખવાનું કહું છું.

નર્મદા—ત્યારે પાંશરૂં બોલોને.

પ્રેમસાગર—જો નર્મદા, પાંશરૂં શબ્દ ઘણોજ ગ્રામ્ય છે. હું રહ્યો સાક્ષર ને તું આવું ગ્રામ્ય બોલે તે ઠીક નહિ. પછી કોઇ સભામાં મારે તને સાથે લઇ જવી હોય તો શી રીતે લઇ જવાય ?

નર્મદા—નિરાંત થઇ, મારે તો કોઇ સભામાં જવું એ નથી અને વ્યાકરણ શીખવું એ નથી.

( પ્રેમસાગર નર્મદાને ખભે હાથ મુકવા જાય છે. નર્મદા એક ડગલું પાછું હઠી જાય છે. )

નર્મદા—જો જો મને અડતા, હું નવણમાં છું.

પ્રેમસાગર—( સ્વગત ) અરેરે, કરવાનું નથી કરતી ને આ રસોડાની પંડિતાઇ લઇને બેઠી છે. ( પત્નીને ) વ્યાકરણ ભલે ન શીખતી પણ મૂળાક્ષર, જોડાક્ષર તો શીખીશને ?

નર્મદા—એ વળી શું બોલ્યા ?

પ્રેમસાગર—સ્વર વ્યંજનનું જ્ઞાન મેળવીશ ?

નર્મદા—મારાથી સમજાય એવું બોલો તો ઠીક.

પ્રેમસાગર—હું સાક્ષર, એટલે મારાથી સાદી ભાષા તો નહિ વપરાય.

નર્મદા—લખતાં વાંચતા તો મ્હને આવડે છે.

પ્રેમસાગર—તને આવડે છે તે બસ નથી, યોગ્ય નથી, પર્યાપ્ત નથી. સાક્ષર પત્નીએ વધારે જ્ઞાન મેળવવું જ જોઇએ, યાને ફારસી, ગુજરાતી, સંસ્કૃત, હિન્દી, અંગ્રેજી, એ પાંચ ભાષાનું જ્ઞાન દરેક સાક્ષર પુરૂષ અને સ્ત્રીએ મેળવવું જોઇએ.

નર્મદા—પણ આ તમે રાક્ષસ રાક્ષસ કરો છો તે શું ?

પ્રેમસાગર—( સ્વગત ) ચાલો ઠીક સમજાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. ( પત્નીને ) સાક્ષર એટલે જે માણસને ઉપર કહેલી પાંચ ભાષાનું કાંઇક જ્ઞાન, વાંચવા લખવાનો શોખ, સભાઓમાં જવાનો

ઉત્સાહ, ત્યાં જઇ ભાષણો કરવાનો અભ્યાસ અને વર્તમાનપત્રો તેમ જ માસિકોમાં લેખથી, ટીકાવડે અને ચર્ચાપત્રોદ્વારા માન મેળવવાની ઉત્કંઠા.

નર્મદા—હું તો માસિકમાં કાંઇ સમજતી નથી. હું તો માત્ર તમારૂં મન રાખી ઘર સંભાળતાં શીખી છું. એટલું કરીશ તો બસ. બાકી મારે કાંઇ તમારા જેવી કાંઇ કંડાકંડી નથી.

પ્રેમસાગર—ત્યારે શું મારે ગૃહજીવનની તું અને સાક્ષરજીવનની બીજી કોઇ સખી શોધી કાઢવી પડશે?

નર્મદા—તમારે ફાવે તેમ કરો. મારા જેવી બીજી કોઇ દાસી કરશો ને તે સારી અને મીઠી હશે તો તેની સાથે હું સહીપણાં બાંધીશ.

પ્રેમસાગર—ભલે, તો તારી સંમતિ હશે તો તેમ કરીશું.

નર્મદા—એ તો થાય ત્યારની વાત ત્યારે, પણ અત્યારે તો મારી રસોઇ ટાઢી થઇ જાય છે, ચાલોને જમવા!

પ્રેમસાગર—ચાલ ત્યારે લે આ આવ્યો. (બન્ને જાય છે)

---

## ગરબો.

અહો! ઝણુણુણુ ઝંકાર શો શુણાઇ રહ્યો રી,
શુણાઇ રહ્યોરી, ક્યાં ગવાઇ રહ્યો રી,.......... ..અહો.
ચિત્ત ચળાવનારો, ભાન ભૂલાવનારો,
મિઠો બંસીનાદ સાથ શો છેડાઇ રહ્યો રી,..............અહો.
કદી શ્યામ તાર લેતો, ઘડીમાં છૂપાઇ રે'તો
એવો અન્તરાલે રાસ શો રમાઇ રહ્યો રી..............અહો.
અતિ આનંદ ધરે, પ્રભુ આસપાસ ફરે,
વૃત્તિવૃન્દ નાચ નાથ શું નચાઇ રહ્યો રી..............અહો.

---

# શ્રદ્ધામયી.

પાત્રો: સાધક, ત્રણ દેવીઓ.

સ્થલ: સાધકનું ચિન્તનાલય. કાલ: મધ્યરાત્રિનો નિકટ કાલ

સાધક: (પલાંઠી વાળીને બેઠી છે).

હું નિત્ય ચિન્તન કરી રહું, મુજ પરમ શ્રેયોન્નતિતણું,
ઉંડાણથી સાધનતણી શ્રેણીનું મન્થન કરૂં ઘણું;
પણ હાથ કો નવ આવતી, અધાપિ ગોપ્ય સુગમકલા,
તો શી રીતે હું ઉઘાડું મુજ, દિવ્ય મન્દિર અર્ગલા ?

એ જ મારૂં નિત્યનું ચિન્તન, અને પુનઃ ચિન્તવું આજ. મનુષ્ય જીવન એટલે એક દોર; જેનો આદિ હું અભિમાની, અને અંત પરમતત્ત્વ–બ્રહ્મ. જીવન એટલે બ્રહ્મમન્દિરનો પ્રવાસપંથ અને હું તેની પ્રવાસિની. પ્રવાસનાં પગલાં તે નાનાવિધ સાધનો. તેમાં ચઢવું તે વિકાસ, શ્રેયસ્‌માં પ્રગતિવિનાનું સાધક–જીવન વ્યર્થ. આશ્ચર્ય ! મને હજી કોઇ પણ અંશમાં વિકાસની આન્તરસિદ્ધ પ્રતીત કેમ થતી નથી? અંતરાકાશમાં અનુભૂતિની ઝાંખી ક્ષિતિજરેખા પણ કાં જણાતી નથી ? શું કરૂં? કર્તવ્ય કરૂં છું, જ્ઞાતવ્ય વિચારૂં છું, પણ નથી ઉદ્દતો અંતરમાં સંતોષનો ઓઘ, કે નથી જણાતી વિદ્યાની સાચી નિર્ભયતા. કોણ કરે મારો વિકાસ ? કોણ કરાવે મને અંતરમાં સામર્થ્યનું ઝાંખા દર્શન ? કોણ છે ? શ્રેયસ્સિદ્ધિની સરણીએ ચઢાવનાર મને કોણ છે ?

૧ દેવી: (પ્રકટ થઇને) હું છું, બાલિકા, ત્હને શ્રેયસના દિવ્ય સોપાને ચઢાવનાર હું છું.

સાધક: (નમીને) અહો ! નિષ્પ્રાણ સરખાંની પ્રાણપ્રદાયિની ભગવતિ ! આપ કોણ છો ?

૧ દેવી:—સાધનવૃક્ષની ફલવતી ચેતન શાખા છું. મારૂં નામ ઉપદેષ્ટાશ્રદ્ધા.

સાધક:—અભીષ્ટદાત્રિ ! નમું છું આપને. આપ શું ફલ આપો છો ?

૧ દેવી:—

જગાવું છું અભયતાને, વિલાવું હું પતનભીતિ,
ઉજાળું છું હૃદયખંડો, પ્રજાળું હું વિષયપ્રીતિ:
દઢાવું ધૈર્ય, બળ લાવું, અનિશ્ચિત બુદ્ધિ વિલાવું,
અનન્યાસક્તિ ખીલાવું, હૃદયમાં ભક્તિ ઝીલાવું.

વત્સે ! શ્રેયસ્ સિદ્ધિને ઇચ્છે તો મને ગ્રહણ કર. હું ઉપદેષ્ટાશ્રદ્ધાના આશ્રય વિના તારા સાધનનું ચૈતન્ય નહિ પ્રકટે. સાધન તો દિવલ અને દિવેટ છે, તેમાં જ્યોતિ ઝગાવનાર તો હું છું. શ્રવણ કર. જેનું સાધન તું ગ્રહણ કરે તે ઉપદેષ્ટા વિષે તારી અપૂર્વ શ્રદ્ધા હશે તો જ તેમનાં ઉપદેશેલાં સાધન ત્હને ફળશે. ભોમીયામાં વિશ્વાસ વિના માર્ગે જવાતું નથી, અને વૈદ્યમાં વૈદ્યબુદ્ધિના વિશ્વાસ વિના તેનું ઔષધ ખવાતું નથી, તેમ ઉપદેષ્ટામાં શ્રદ્ધા વિના તેમનું વચન પળાતું નથી. જે મનુષ્ય જેટલા પ્રમાણમાં આપણો વિશ્વાસુ હોય તેને તેટલા પ્રમાણમાં આપણે આપણું હાર્દ આપીએ છીએ, તેમ સાધકની પોતાની શ્રદ્ધાના પ્રમાણમાં જ ઉપદેષ્ટા પોતાના હૃદયનું દિવ્ય હાર્દ અર્પે છે.

સાધકઃ—ઓ૫યસ્વિનિ ! કૃપા કરી કહો શ્રદ્ધાનું સ્વરૂપ શું ?

૧ દેવીઃ—સ્વલ્પમાં કહું છું કે શિષ્યના હૃદયની, ગુરૂ વિષેની માહાત્મ્યભરી વ્યવધાન વિનાની અવસ્થા એ જ શ્રદ્ધા. નિશ્ચય જાણ કે ઉપદેષ્ટા જેટલા આપણા ઉંડાણમાં તેટલા જ આપણે તેમના ઉંડાણમાં.

સાધકઃ—શિરોધારિણિ શક્તિ ! આપનું સ્વરૂપ શું ?

દેવીઃ વત્સે ! મારૂં સંપૂર્ણ સ્વરૂપ અતિ ગહન છે, છતાં તારા અધિકારને લક્ષી કહું છું કે સાચા ઉપદેષ્ટાનું શરણ ગ્રહીને કંઇ નહિ તો ઉપદેષ્ટા આપણું પોતાનું તો સમગ્ર પ્રકારે શ્રેયસ્ કરવા પરમ સમર્થ છે, એ પ્રકારનું જાગ્રત દઢ ભાન સદોદિત રાખવું એને મારૂં સામાન્ય સ્વરૂપ તું જાણ. શ્રેયોભિલાષિની બાલિકા ! મને ત્હારા હૃદયમાં સ્થાન આપ. अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

સાધકઃ અસ્તુ. ભગવતિ ! આપનો સદૈવ અનુગ્રહ યાચું છું.

૧ દેવીઃ—અભિલાષસિદ્ધિ પામ. (વિલાઇ જાય છે.)

સાધકઃ (સહર્ષ) આનન્દ, આનન્દ, આનન્દ. આજ જાણ્યું રહસ્યનું પણ રહસ્ય. એક જ દિવ્ય સાધનનું અનુષ્ઠાન અને તેના અવધિએ, અહો ! સમગ્રની સિદ્ધિ ! સાધનદેહની દિવ્ય ચેતનશક્તિ તે ઉપદેષ્ટાશ્રદ્ધા જ. " એક સધાયે સબ સધે, સબ સાધે સબ જાય,"— તે જ એ. એ શક્તિથી મારાં અણુ અણુને ભરી દઇશ. એમાં જ મારા ચિત્તને સદૈવ ઓતપ્રોત રાખીશ, અને પામીશ ઇષ્ટસિદ્ધિ. બસ, એકમાંથી સર્વ ઉપજાવી લેનાર મારે પછી બીજી કોની જરૂર ?

૨ દેવીઃ (પ્રકટ થઇને) મારી. કર્તવ્યસિદ્ધિને ઇચ્છનાર સાધક ! તને મારી જરૂર છે.

સાધકઃ (નમીને) સાધનબલની આન્તરગતિરૂપ પ્રેરકશક્તિ ! આપ કોણ ?

૨ દેવીઃ સાધનસિદ્ધિની બલવતી ક્રિયાશક્તિ છું. મારૂં નામ **સાધનશ્રદ્ધા.**

સાધકઃ આપનું સ્વરૂપ ?

૨ દેવીઃ

ભૂલાવું છું બીજાં ચિન્તન, દઢાવું સાધનોમાં મન,
અચલ નિષ્ટા સ્થપાવું હું, ખીલાવું માનવી જીવન.
અભિમુખતા હું પ્રકટાવું, કરાવું કાર્યની સિદ્ધિ,
જગાવું ઉંડી જાગર્તિ, અપાવું દૈવી સમૃદ્ધિ.

સાધનસાફલ્યને ઇચ્છે તો સાધક ! મને ગ્રહણ કર. હું સાધકનાં સાધનોને બલિષ્ટ કરૂં છું. સાધકને નિઃશંક બનાવું છું. ' આ કરૂં કે આ ' એવા સાધનવ્યામોહને નિવૃત્ત કરૂં છું. સાધન પ્રતિ રૂચિ, સાધનમાં અભિમુખતા અને સાધનમાં આગ્રહ ઉપજાવું છું.

સાધકઃ સિદ્ધિદાત્રિ ! આપને કેવા સ્વરૂપે નિશ્ચય કરૂં ?

દેવીઃ મારૂં સમગ્ર સ્વરૂપ તો ગૂઢ છે, પરંતુ તારા પૂરતું કહું છું કે તારા ગુરુપ્રબોધિત સાધનો તને અવસ્ય ઇચ્છ્યું અર્પનાર છે એવી દૃઢબુદ્ધિ એ જ હું સાધનશ્રદ્ધા. ભોજન ભુખ મટાડશે, અને દીપક અવસ્ય અંધકારને ટાળશે એવી શ્રદ્ધાવાળો મનુષ્ય જ ભોજન કરે છે અને દીપક પ્રકટાવે છે. તેમ તારામાં સાધનશ્રદ્ધા હશે તો જ તું તેનું અનુષ્ટાન કરી શકીશ. સાધક! સિદ્ધિને ઇચ્છે તો ગ્રહણ કર મને, તારા જીવનને યત્ન સન્નિષ્ટ કરીશ, તારી પાસે સાધનવલ્લીનું મર્દન કરાવીશ, અને ઉપજાવી આપીશ તેમાંથી અનુભવરસને.

સાધકઃ અસ્તુ. સાધનાભિમુખકારિણિ! મારા આન્તર ચિન્તનમાં સદૈવ નિવસવા પ્રાર્થું છું.

૨ દેવીઃ સાધનસિદ્ધિને પામ. (વિલાઇ જાય છે).

સાધકઃ અહોહો! સાધનસાફલ્યનો મર્મ સમજાયો. ખરે! અદ્યાપિ મારાં કરેલાં સાધનો માત્ર પ્રયોગબુદ્ધિથી કરેલાં હતાં અને તેથી તેના અનુષ્ટાનની યથાવત્ સંતતતા રહેતી નહોતી. સાધનશ્રદ્ધા એજ સાચો સાધનરસ છે. ઉભય શ્રદ્ધા ઉઘાડશે મારાં ઉભય નેત્રોને. ઉભય શ્રદ્ધાથી સમૃદ્ધ થયેલા મને, અહો! પછી શું અપ્રાપ્ય રહેશે? મને તે શ્રદ્ધા સર્વ કંઇ અપાવશે. સાધનશ્રદ્ધા મારા કર્તવ્યમાર્ગમાં જોઇતું સર્વ કંઇ ઉપજાવી આપશે. બસ, પછી મારે કોને ઉપજાવવી—કોને મેળવવી—બાકી રહી?

૩ દેવીઃ ( પ્રકટ થતાં ) મને. આત્મશ્રેયસ્‌ની ઉપાસિકે! પછી મને જ મેળવવી બાકી રહી.

સાધકઃ ( નમીને ) સાધનશ્રેણીની અતર્ક્ય શક્તિ? આપ કોણ?

૩ દેવીઃ સાધનસિદ્ધિની જયવતી આરાધ્ય દેવતા છું. મારૂં નામ **આત્મશ્રદ્ધા.**

સાધકઃ વંદન હો આપને. આપ મારૂં હિત શું કરશો?

૩ દેવીઃ સાધક! અવસ્ય જાણ કે—

સ્વશક્તિને જગાવું છું, ત્યજાવું છું પરાશ્રયને,
'સમર્થ હું સર્વ કરવા' એ દઢાવું છું હું નિશ્ચયને.
અસંભવતા નિવારૂં હું, પ્રતિકુલતા વિદારૂં હું,
વિજેયતા હું બનાવું છું, સદા જેને સ્વીકારૂં હું.

ઉભય શ્રદ્ધાની વિરલ સિદ્ધિને અનુભવવી હોય તો, સાધક! મારો સહસ્વીકાર કર. ઉભય શ્રદ્ધાને સ્વીકાર્યો પછી તે ઉભયને તારામાં ધારણ કરી શકીશ. એવી દઢ આત્મશ્રદ્ધા તારામાં નહિ હોય તો તું એ શ્રદ્ધાના સમ્પૂર્ણ ફલને નહિ પામે. માટે તારામાં સમગ્ર ફલને પ્રત્યક્ષ કરવાં હોય તો શૂરવીર સાધક! મને અંગીકાર કર. જગત્ માત્ર અસિદ્ધ કહેતું હોય તેને પણ તારે સિદ્ધ કરવું હોય તો સાધન-પ્રિય સાધક! મારો સ્વીકાર કર. તું દુર્બળ, દીન કે નિરૂપાય નથી પણ તુંજ તારો ઉદ્ધારક છે, એ અનુભવવું જ હોય તો શ્રેયોનુભવાર્થિ! આ જ ક્ષણે મારો આશ્રય ગ્રહણ કર. વિશેષ શું કહું? તારે સમગ્ર હિતને હસ્તામલકવત્ કરવું હોય તો ઉપદેષ્ટાશ્રદ્ધા અને સાધના-શ્રદ્ધાની સાથે મને તારામાં સ્થાન આપ. હું સામાન્ય નથી પણ અતિ અસાધારણ છું, છતાં ઉક્ત ઉભય શ્રદ્ધાની અનુવર્તિની છું. શ્રીકૃષ્ણના અન્તરાલમાંથી હું જ આલાપ કરી રહી હતી કે मत: परतरो नान्यत् किंचिदस्ति धनंजय.

સાધક: મારા અન્તરગત તૃતીય આત્મલોચનને ઉઘાડનાર સિદ્ધ-શકિત મારામાં આપનો આવિર્ભાવ થવા સદૈવ પ્રાર્થું છું.

૩ દેવી: અભીષ્ટ સિદ્ધિને પામ. ( વિલાઇ જાય છે ).

સાધક: અહો! નિશ્ચય, મને સ્વરૂપસાગરમાં ભેળવનાર ત્રિપથગંગા તેજ આ શ્રદ્ધાત્રયી. તેના આધારે અવશ્ય હું મારૂં પરમહિત પ્રત્યક્ષ કરીશ. શ્રદ્ધાત્રયીને ધારણ કરનાર મને ત્રિલોકમાં શું અસંભવ છે? કંઇજ નહિ. શ્રદ્ધાત્રયીના માત્ર જ્ઞાનબલેજ હું આ ક્ષણે નિર્ભ્રાન્ત અને ગિરિશિખરસ્થિત હોઉં એમ ભાસું છું, તો તેના અન

અંતે તો હું કેવી દૈવી સ્થિતિની ભોક્તા હોઇશ ? આનન્દ, આનન્દ, જય હો શ્રદ્ધાત્રયિ ! જય હો આપનો. આપ જ છો પ્રાણી માત્રમાં અને અખિલ વિશ્વમાં

दैवीत्रयी भगवती भवभावनाय ।
वार्तासि सर्व जगतां परमार्तिहन्त्री ॥

---

## હિંડોળ.

ઊંચી આંબા કેરી ડાળીએ રે,
હીરની દોરીએ હિંડોળ; મારી બ્હેનડી !
ઝુલું-ઝુલું હું તો એકલી રે,
ઉરમાં ઉમંગ અમોલ; મારી બ્હેનડી !
સરખી સાહેલી ઝુલાવતી રે,
શીળી ઝુકે શિર છાંય; મારી બ્હેનડી !
ઝીણાં-ઝીણાં વહે ઝુલણાં રે,
નિંદર નેણે ભરાય; મારી બ્હેનડી !
આવ્યો જોગી એક બાલુડો રે,
વાંસલડી રૂડી વાય; મારી બ્હેનડી !
હળવે નાંખ્યો એક હિંચકો રે,
આભલડે અડી જાય; મારી બ્હેનડી !
જોયું મેં તો જગ ઝુલતું રે,
વાદળીના રણવાસ; મારી બ્હેનડી !
જોઇ અમરની અટારીઓ રે,
વ્યોમ નદીના વિલાસ; મારી બ્હેનડી !
જોઇ સૂરજ કેરી શેરીઓ રે,
ચાંદલિયા કેરા ચોક; મારી બ્હેનડી !
સામી રમે સુરસુન્દરી રે,
ગાય ચડી-ચડી ગોખ; મારી બ્હેનડી !

ઉભો જોગી એ તો આભમાં રે,
આંખડીએ શા ઉજાસ; મારી બ્હેનડી !
ઝીલી લીધાં મુજ ઝુલણાં રે,
હેતભર્યું કરી હાસ; મારી બ્હેનડી !
એ પળની અમ પ્રીતડી રે,
એ દીનના ઉછરંગ; મારી બ્હેનડી !
ઝુલું-ઝુલું હું તો જોડલે રે,
નિત્ય વધે નવરંગ; મારી બ્હેનડી !

---

## સંવાદ.

સરલાઃ ( એક કુકા રમતી છોકરીને ) મણી ! અલી તું નિશાળે નથી જતી, આખો દિવસ કુકા જ રમ્યા કરે છે? (એકદમ કુકો ઝીલી લે છે.)

મણીઃ ના, હું તો આજે નથી ગઇ, પણ તમે ?

સરલાઃ હું તો જાઉં છું. આ હમણાં સરાધિયામાં રો...જે જમવાનું ચાલે છે એટલે જરા નથી જવાની.

મણીઃ ત્યારે તમે મારા જેવાં જ ને !

સરલાઃ તારા જેવી શેને ? હું તો રોજરો જાઉં છું. આ જરા સરાધિયાં હોય, નવરાતર હોય, દિવાળીનું કાંઇ કામ કાઢ્યું હોય. શિયાળામાં જરા ટાઢ વાતી હોય ને એવામાં તાકડે ઉનાળો આવે ને ન્યાતમાં લગનગાળો ચાલે, વખતે તાપ વધારે પડે તો સ્હવારની નિ-શાળ હોય ત્યારે શું ભણાવે બે કલાકમાં કે જઇએ ? ને આ ચોમાસામાં તો બળ્યો વરસાદ જ વરસાદ. વળી શ્રાવણ મહિનામાં સોમવાર ને મેળા ફેળા હોય ત્યારે તો જવાય નહિ. બાકી રોજરો જાઉં છું. મારે કાંઇ તારી માફક છે કે આજે ના ગઇ, વળી કોઇ દિવસ તારી બાને કામ હોય ત્યારે ના જાય, તું માંદી પડે તો ના જાય, પાછી રજાઓ હોય ત્યારે યે ના જાય. અમે તો જઇએ બા.

વિમળાઃ વાહરે અમે તો જઇએ બા. ( હાથમાં ચોપડ

એક છોકરી પ્રવેશ કરતી ઉપરનું વાક્ય બોલે છે )

સરલા: હાસ્તો; ને તું જોને ! આખો દિવસ ચોપડી, ચોપડી ને ચોપડી. તારી માફક અમે ચોપડીના કીડા નહિ.

વિમળા: ના, પણ અત્યારે હું તમને કીડો થઇ ચટકા ભરવા નથી આવી. તમારી સાથે થોડું રમવા ને કુદવા આવી છું.

મણી: ત્યારે ઠીક પડશે. ચાલો આપણે દોરડાં કુદીશું ?

સરલા: હા, ચાલો. ત્રણે જણ દોરડાં કુદે છે.

( જરા વાર પછી એક સ્ત્રી હાથમાં છાશની તામડી લઇ પ્રવેશે છે અને ચોકમાંથી ઓરડા તરફ જતાં )

પારવતી બેન, પારવતી બહેન, ઓ પારવતી બેન. બળ્યું છો કે નહિ ?

( ઘરમાંથી જવાબ. ) એ નથી.

પ્રશ્ન: કયાં ગયાં છે ?

જવાબ: દર્શન કરવા ગયાં છે.

પ્રશ્ન: વારૂ, જરા છાશ બાશ કરી છે ?

જવાબ: ના, બેન.

વારૂ. (આવનાર બાઇ પાછી વળે છે ત્યાં ચોકમાં એક સાધારણ લુગડું પહેરી, ખોળામાં શાક લઇ છેડો સામો ખભાપર નાંખી પારવતી સામી મળે છે. )

પારવતી: કેમ ગંગાબેન ! કયાં જઇ આવ્યાં ?

ગંગા: આ તમારે ઘેર જરા છાશની ખબર કાઢવા ગઇ'તી તે વહુએ કહ્યું કે નથી એટલે પાછી જઉં છું.

પારવતી: વહુએ ના કહી ? ચાલો મારી સાથે. ( હાથ ઝાલીને ·ી જાય છે. રેણુકા, રેણુકા કહીને બુમ પાડે છે. રેણુકા બહાર ) અલી વાહરે ! કેમ ગંગાબેનને છાશ ના આપી ? તું ના કહેનાર

કોણ? શું હું સાસુ મરી ગઇ છું તે આટલો કારભાર માથે લઇને ફુમો છો? એ મારે ત્યાં કોઇ આવે તેને હા, ના, કહેવાનું તારે નહીં.

(લડાઇ થતી જોઇ છોકરીઓ દોરડું કુદવાનું રહેવા દઇ જોવા જાય છે. તેને ધમકાવતાં) અલી છોડીઓ શું છે તે અહીંઆ આવીઓ છો? ઘેરઘેર માટીના ચુલા; જાઓ તમારે ઘેર, અહીં કાંઇ વરઘોડો નથી ચઢતોઃ આવ્યાં વગર પૈસાનો ફારસ જોવા.

ગંગાઃ પણ-બેન છાશ આપો ?

પારવતીઃ ઉભાં રહો એને જરા ઠપકારવા દો. એ તો એને ટેવ પડી. આજ તો તમને ના કહી, કાલ ઉઠીને મને પણ ના કહે અને તમે કંઇ બેઠક?

રેણુકાઃ હા, પણ..........

પારવતીઃ એ પણ બણ નહિ ચાલે. મારે બેઠે તારે કારભાર કરવાનો હોય નહિ. ના કહેવી કે હા કહેવી, તું શું સમજે? મારી મરજીમાં આવશે તો હા કહીશ ને મને ફાવશે તો ના કહીશ. (ગંગાબેન તરફ) જુઓ ગંગાબેન! આવી લીલા છે. આને લીધે તો મારાથી નિરાંતે દેવદર્શન પણ નથી થતાં. ઘેર ને ઘેર જીવ. કાલે વલોણું કરી નાંખ્યું ને આ તમારી માફક મેં કહેલું કે બેન છાશની કોઇને ના કહેવી નહિ એટલે જાણો જ છોને બેન! એણે કાલે આટલી (તામડી બતાવીને) ને આથી યે મોટી તામડી ભ......રીને જડાવબેનને છાશ આપી દીધી. મને પુછવાયે ના રહી.

ગંગાઃ પણ બેન છાશ છે કે નથી એ કહોને?

પારવતીઃ ના, નથી. તેની જ રામણ છે ને!

છોકરીઓઃ (હેં હેં હેં કરી તાળીઓ પાડી વિખરાઇ જાય છે.)

ગંગાઃ (પાછી ફરતાં સ્વાગત) હાય, હાય, ન્હોતી ત્યારે આઇ પહેલેથી જ ના કહેવી હતીને. આટલી વાર ખોટી કરી, નાહકની લઢવાઢ કરીને લોક ભેગા કર્યાં તે જુદા. ચાલ, મારે તો દાળ બળી જાય છે. બળી એની છાશ. (જાય છે.)

## સંધ્યાને સરોવરે.

સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી!
શરદનું સરોવર હેલે ચઢયું,
પાળે મ્હેં બેડલું ઉતાર્યું સાહેલડી!
સંધ્યાનું તેજ કાંઇ ગગને પડયું
જળમાંહિ મુખ જોઇ મોહી : છાંડી
જળમાં વિધાત્રી જળરેખા આંકે,
જળમાં જાત પડછાય ડે.લે સાહેલડી
જળનો સાળુ જાણે જગને ઢાંકે.
સરોવર કાંઠડે મંદિર, સાહેલડી!
સાધુ સંન્યાસી ત્યાં શિવને જપે;
પંચાગ્નિ ધુણીઓ જગાવી સાહેલડી!
જોગી વિજોગી શા તપસ્યા તપે.
ઝરતા કાંઇ ઝાડીઓનાં ઝુંડો, સાહેલડી!
ઉંડાં ઉંડાણોની કથની કહે,
ઘેરી ઘેરી ઝાડવાની જાળીઓની પાછળે,
પૂરતો સનાતન સંચાર વહે.
ધામે ત્યાં ચાંદલીઓ ઉગ્યો સાહેલડી!
પોયણે પોયણે પગલાં કીધાં,
ચન્દ્રમાશા પ્રિયુજી, પધાર્યાં સાહેલડી!
જીવને વધાવી મ્હેં મીઠડાં લીધાં.
પાળેથી બેડલું ઉપાડયું, સાહેલડી!
વહાલાનું તેજ મ્હારે વદને પડયું;
સરોવર ઝીલવા ગઇ'તી, સાહેલડી!
પ્રેમનું સરોવર હેલે ચ્હડયું.